॥ સનાતન પરમો ધર્મ ॥ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

પ્રચાર પ્રસાર જાગૃત ઉજાગર

# સનાતન ધર્મ પત્રિકા

કાર્યાલય: ૫૦૧ - ૫૦૪, પાંચમો માળ, નરોડા બિઝનેસ હબ કોમ્પ્લેક્ષ, નરોડા દેહગામ રોડ, એસપી રિંગરોડ પાસે, નરોડા - અમદાવાદ ૩૮૨ ૩૩૦.

● સં. ૨૦૭૬ ● શ્રાવણ સુદ - ૧૦ ● તા. ૨૯-૦૭-૨૦૨૦ ● બુધવાર SDP NO: 102 MOB. : +91 78018 77774, +91 77189 77774. anksanatandharmpatrika@gmail.com

## અબડાસા વિધાનસભા ની ચૂંટણીમા કોંગ્રેસની ટિકિટ



- કા. વા. રામાણી

અબડાસા વિધાનસભા ની ચૂંટણીમા કોંગ્રેસની ટિકિટ માટે ડૉ. શાંતિલાલ સેંગાણી, વિશનજી ભાઈ પાંચાણી, રમેશભાઈ ધોળું, ઈશ્વરભાઈ ભગત, અમૃતભાઈ ધોળું એ માગણી રજૂ કરેલ છે. સાથે અન્ય જ્ઞાતિની પણ માંગણીઓ છે. સંભવિત ઉમેદવારો દ્વારા સંયુક્ત રીતે સંસ્થાઓની મુલાકાતનો કાર્યક્રમ ચાલી રહ્યો છે.

## નખત્રાણામાં શાંતિ સમિતિની બેઠકમાં લેવાયો નિર્ણય મોટાયક્ષ (કકડભિટ્ટ), નખત્રાણાના રામદેવ પીરના મેળા નહીં યોજાય

તહેવારોમાં હિન્દુ - મુસ્લિમોને એકઠા ના થવા માટે સૂચના અને કોરોનાની મહામારીના કારણે લેવાતા નિયંત્રાત્મક પગલાંઓની વચ્ચે કચ્છનો મિની તરણેતર સમાન મોટા યક્ષનો મેળો અને નખત્રાણાના રામદેવપીરનો મેળો રદ્દ કરવામાં આવ્યો છે .

આ નિર્ણય પોલીસ સાથે યોજાયેલી શાંતિ સમિતિની બેઠકમાં લેવામાં આવ્યો હતો . દરમિયાન, હિન્દુ અને મુસ્લિમ સમાજના લોકોને તહેવારો દરમિયાન એકઠા ન થવા માટે સૂચના આપવામાં આવી છે. નખત્રાણા પોલીસ સ્ટેશનમાં મળેલી બેઠકમાં નાયબ પોલીસ અધિક્ષક યાદવે જણાવ્યું હતું કે, સરકારના પરિપત્ર મુજબ સંસ્થાના આગેવાનો સામેલ થયા હતા.

આગામી તહેવારો મુજબ લોકમેળા યોજી શકાય એમ નથી, જેથી કકડભીઠ સાદગીથી ઉજવવા તેમજ બંને ધર્મના લોકો એકઠા ન થાય તેવી સૂચના આપવામાં આવી હતી. મોટા યક્ષના એ મેળો અને નખત્રાણાના રામદેવપીરનો ત્રણ દિવસનો મેળા તેમજ ઈદની નમાજ ઈદગાહના નહીં યોજી શકાય.

કચ્છ ના મેળામાં વિવિધતા સાથે કચ્છની સંસ્કૃતિના દર્શન થતા હોય છે.

મેળામાં પાંચ લાખથી વધુ સહેલાણીઓ આવતા હોય છે. કોરોના સામે આખો દેશ લડી રહ્યો છે ત્યારે સહુએ સાથે મળીને સહકાર આપવાનો રહેશે.. ચંદનસિંહ રાઠોડ, સાંયરા યક્ષ મેળા સમિતિના અધ્યક્ષ ધીરજભાઈ પટેલ , સી. પી. આઈ. ભરવાડ, આગેવાનો લાલજીભાઈ રામાણી, મામદભાઈ ખત્રી - મુસ્લિમ અનવરભાઈ ચાકી, RSS ના ચંદુભાઈ રૈયાણી સહિત હાજર રહ્યા. સમાજના આગેવાનો, વેપારી અગ્રણીઓ અને સામાજિક કાર્યકરો પણ હાજર રહ્યા હતા.

## પવિત્ર ચાંદીની ઈંટ જેને પ્રધાનમંત્રી શ્રી નરેન્દ્રભાઈ મોદી શ્રી રામમંદિર નિર્માણ પ્રસંગે શિલાન્યાસ માં મુકશે...







-નરેન્દ્ર ચૌધરી..હૈદ્રાબાદ

૦૫ ઓગસ્ટ ની એક આ અનેરી અને અનોખી ઘટના સહુના આદર્શ રામનું મંદિર નિર્માણના ખાત મહુર્ત માટેની ભારતના સરતાજ અને વડા પ્રધાન ગુજરાત ના સપૂત શ્રી નરેન્દ્રભાઈ દામોદરદાસ મોદીના કર કમળ દ્વારા થઈ રહેલ છે..

કોઈ પવિત્ર વ્યક્તિના હસ્તે અને પવિત્ર રાજ્યના મુખ્ય મંત્રી ના સંજોગની જાણે કે રાહ જોવાતી હોય તેમ આ શુભ ઘડીનું કાર્ય થંભી ગયેલ, જે આગામી ૦૫ ઓગસ્ટના રોજ પૂર્ણ થશે..

કોઈ પણ જ્ઞાતિના હોય જેમ કે સનાતની હિન્દૂ મુસ્લિમ શીખ ઈસાઈ કે પારસી પણ જે હિંદુસ્તાન માં રહેતા હોય તેમણે જરૂર આ કાર્યની સરહના કરવી અને આદર્શ વ્યક્તિત્વ શ્રીરામ જેણે પોતાના વ્યવહાર મા ક્યાંય નાત જાતના ભેદ રાખ્યા નથી. સબરી ના બોર પણ ખાધા ને ભીલ નો ખોરાક પણ અને વાનર સેનાનો પણ ઉપયોગ કર્યો...

એવા ભારત રાષ્ટ્રના ગૌરવશાળી ભગવાનના મંદિર નિર્માણમાં ભાવ અદા કરવો આમ જનતાથી લઈ ને દરેક રાજકીય પક્ષના નેતાની પણ રાષ્ટ્રીય ફરજ બને છે જે વાસ્તવિક છે...

આવો આપણે સનાતન ધર્મ પત્રિકાના માધ્યમ થી આપના આદર્શ એવાં પ્રભુ ના ઘર એક મંદિરના આ પ્રસંગે સાચેજ રામ રાજ્યનો અભિગમ અપનાવીએ..

હર ઘર ઘર દીપ પ્રગટાવીએ...
મનમોહક વસ્ત્ર પરિધાન કરીએ..
એક બીજાને શુભેચ્છા આપીએ...
નાના ભૂલકાંને ભેટ આપીએ..
જાણે કે રામના રાજ્યાભિષેક નો પાયો નખાય છે એવા પ્રસંગે આપણે દિપોત્સવી મનાવીએ...
સહુ ને કહીયે રામ રામ જય શ્રી રામ...
જય શ્રી રામ..

## શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત "સનાતન ધર્મ પત્રિકા" ૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

**તા. ૨૭.૦૭.૨૦૨૦ નો પ્રશ્ન નબર ૫૮ :-**

અદાકાર સુશાંત સિંહ રાજપૂત ની મૃત્યુ બાદ છેલ્લી ફિલ્મ જે હોટ સ્ટાર પર રિલીઝ થઈ તે ફિલ્મનું નામ શું છે...??

સાચો જવાબ: દિલ બેચારા

સાચો જવાબ આપનાર વિજેતા: શંકરલાલ નાકરાણી - નાગપુર ૯૪૨૩૪૦૧૦૧૦

**ગઈકાલ તા.૨૮.૦૭.૨૦૨૦ નો પ્રશ્ન નંબર ૫૯ :-**

ઈષ્ટદેવ શ્રી લક્ષ્મીનારાયણ ભગવાને તેમના ચતુર્ભુજ હાથોમાં શું શું ધારણ કરેલ છે...??

**આજના પ્રશ્ન નંબર ૬૦ માટે જુઓ આજની સમાચાર વિડિયો ક્લિપ.**

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧૨ વાગ્યા સુધીમાં

વોટ્સેપ દ્વારા 7718977774 પર મોકલો અને જીતો ઈનામ ...

આપણું મુખપત્ર, આપણો સમાજ, ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..




અભિનંદન... અભિનંદન..

યુવા સાથી મિત્રો, જય લક્ષ્મીનારાયણ

YSK ની સભ્ય સંખ્યાએ ૩૮૦૦૦ નો વધુ એક માઈલસ્ટોન અંકિત કરી સમાજને ગૌરવની ક્ષણ અર્પિત કરી છે.

આ અદભુત સફળતા માટે સર્વે સાથી મિત્રો ને દિલ થી આભાર અભિનંદન આવો ...

સાથે મળી ને આગળ વધીએ..
હર હર YSK..
ઘર ઘર YSK..
આ સ્વપ્ન ને સાકાર કરીયે...

## અમદાવાદ સમૂહ લગ્ન અંગે લીધેલ નિર્ણય

શ્રી અ. ભા. ક. ક. પા. અમદાવાદ ઝોન સમાજ અને અમદાવાદ સમૂહ લગ્ન સમિતી ના હોદેદારોએ આ વખતના દસમ સમૂહ લગ્ન જે તા. ૨૯.૧૧.૨૦ ના રોજ અમદાવાદ, સોલા (ઉમિયા કેમ્પસ) ખાતે યોજાનાર હતો તે પ્રવર્તમાન કોરોના પેંડામિકની પરિસ્થિતિ અને સરકાર શ્રી ના આદેશ મુજબ મોકૂફ-મુલતવી રાખવાનું વિચારેલ હતું જે સર્વેના આ વિચારને સમર્થન મળતાં "સમુહ લગ્ન આયોજન સમિતી" આ વખતના આગામી ૨૯.૧૧.૨૦૨૦ ના સમૂહ લગ્ન રદ- કેન્સલ રાખવાનો નિર્ણય લીધો છે..

સર્વે સમાજજનો ને નોંધ લેવા વિનંતી.

અમદાવાદ ઝોન સમાજ,
સમુહ લગ્ન આયોજન સમિતી
પ્રમુખશ્રી નરસિંહભાઈ સાંખલા
મહામંત્રીશ્રી વિઠ્ઠલભાઈ ભાવાણી

## ગુજરાત ના સમાચાર

- કા. વા. રામાણી

મુખ્યમંત્રીશ્રી વિજય ભાઈ રૂપાણી એ સમગ્ર રાજ્યમાં આગામી ૧ ઓગષ્ટ થી જાહેરમાં માસ્ક ના પહેરનારા લોકોને તેમજ જાહેરમાં થૂકનારા વ્યક્તિઓને ૫૦૦/- રૂપિયા નો દંડ કરવાનો નિર્ણય કર્યો છે.

હાલ આ દંડની જે રક્કમ રૂપિયા ૨૦૦ છે તે ૧ ઓગષ્ટ થી ૫૦૦ રૂપિયા કરવામાં આવશે.

નાગરિકો પ્રજાજનો ને માસ્ક સરળતાથી ઉપલબ્ધ થઈ શકે તે હેતુસર એવો પણ નિર્ણય કર્યો છે કે રાજ્યમાં આવેલા અમૂલ પાર્લર પરથી માત્ર ૨ રૂપિયાની નજીવી કિંમતે સાદા માસ્ક નાગરિકોને મળી શકશે.

## મિશન ગ્રીન ઈન્ડિયા

તારીખ ૨૭-૦૭-૨૦૨૦ ના રોજ યુવાસંઘના મિશન એગ્રીકલ્ચર અને પર્યાવરણ મિશન અંતર્ગત સાબર રીજીયનના મોડાસા ડિવિઝનના ઈશ્વરપુરકંપા ખાતે ઈશ્વરપુરકંપા યુવક મંડળ અને મહિલા મંડળના કાર્યકરો દ્વારા ગ્રીન ઈન્ડિયા કોન્સેપ્ટ ને સાર્થક કરવાનો પ્રયાસ સામુહિક રીતે કરવામાં આવેલ.

વૃક્ષ એ ઓક્સિજન બેંકનું ઉત્તમ કાર્ય કરે છે.

મહિલાઓ દ્વારા ૨૫૦ વૃક્ષ નું વાવેતર અને જતન કરવાનો સંકલ્પ પણ કરવામાં આવેલ.

## અવસાન સમાચાર

**તા. ૨૮.૦૭.૨૦૨૦**

સ્વ. નારણભાઈ અબજીભાઈ બાથાણી, ઉંમર વર્ષ - ૬૫, કચ્છ - વિરાણી (મોટી), હાલે - રાયપુર છ. ગ.

સ્વ. જયેશ નાનજીભાઈ પોકાર , ઉંમર વર્ષ- ૪૫, કચ્છ - આંબાળા, હાલે - નાગપુર.

સ્વ. ભરતભાઈ નથુરામ પારસીયા, ઉંમર વર્ષ ૮૨, કચ્છ - નખત્રાણા, હાલે - હુબલી કર્ણાટક.